સભા સમાજ સમાપ્તિ-માળા.

# સ્વરાજના વીર યોદ્ધા.

પંજાબ કેસરી:
લાલા લાજપતરાય.

પ્રકાશક:
મંત્રી, સુરત જીલ્લા સમિતિ

કિંમત ૦-૧-૩

[illegible]ડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં મુદ્રક
મગનલાલ વનમાળીદાસે છાપી.

# લાલા લાજપતરાય

## કોણ લાલાજી!

ભગવદ્‌ગીતાના સોળમા અધ્યાયમાં દૈવી ગુણોની એક યાદી આપેલી છે, તેમાં પહેલું સ્થાન અભયનું છે. અભય જેવો મહાન ગુણ એકે નથી. આખો સંસાર ભયભરેલી સ્થિતિમાં જીવે છે. પ્રાણી પ્રાણીથી બીએ છે, જીવ જીવને ખાઇ જાય છે, માણસ માણસને ખાઇ જાય છે, જો કે તરત મારીને તેનો ભક્ષ કરતો નથી. હળવે હળવે તેનું લોહી અને સત્વ પીએ છે. એવી રીતે પેઢી દર પેઢી કેટલાયે પ્રજાઓનું લોહી ચુસાય છે. માણસ વળી ભુખમરાથી, દુઃખથી બીએ છે, સત્તાથી ડરે છે, મોતથી ડરે છે. આમ સદા ભયગ્રસ્ત સ્થિતિમાં મનુષ્ય પોતાના દિવસ ગાળે છે. આત્માની અમરતાની વાત પુસ્તકોમાં બહુએ ભરી છે. પણ વ્યવહારમાં દુઃખ અને માનહાનિ સામે ઝુઝવામાં આત્માની અમરતાનું ભાન દાખવનાર મનુષ્યો વીરલાજ છે. મોતથી ડરનાર રોજ મરે છે. મોતને અવગણનાર મર્યા પછીએ ઇતિહાસમાં ચિરંજીવ બને છે. હિન્દની છેલ્લી સો વરસની તવારીખમાં એવી ભયરહિત વિરલ વ્યકિતઓમાં લાલા લાજપતરાયનું સ્થાન મોખરે છે. લાલાજીનું નામ સાંભળતાંજ હૈયામાં થનથનાટ થઇ રહે છે. સરદારની હાકલ થતાં સાધારણ સૈનિકમાં નવો જુસ્સો આવે તેવી રીતે લાલાજીના નામ માત્રથીજ હાડપિંજરમાં પણ પ્રાણ રેડાય છે.

લગભગ પચાસ વરસ સુધી લાલાજીએ એકજ સાધનાના મંત્રો જપ્યા. સ્વમાનને ખાતર લગભગ પચાસ વરસ સુધી

દિવસ રાત એમણે એક ... આઝાદીને માટે પચાસ વરસ સુધી એ મરી ફીટ્યા. આજે તો જેલ જવાની વાતથી કોઇ ભડકતું નથી. લોખંડની બેડી પ્રાણને કચડી શકતી નથી, એ સત્ય પચીશ હજાર જુવાન અને વૃદ્ધ, સ્ત્રી અને પુરૂષોએ જેલો ભરી પુરવાર કરી આપ્યું છે; પરંતુ આજથી એક પેઢી અગાઉ જેલના નામથી લોકોમાં ત્રાસ વર્તો. જેલના અપમાન, ભૂખમરા, સખ્ત મજુરી અને ગડદાપાટુથી ભલભલાના હાંજા ગગડી જતા. તે વખતે આપણી માબાપ સરકાર વિરૂદ્ધ એક શબ્દ ઉચ્ચારવો ભારે થઇ પડતો. વંદે માતરમનો સાદ પણ નહિ થતો, એટલામાંજ બંડ અને રાજદ્રોહ ગણાતા. તે વખતે પણ લાલાજી સિંહ સમા ગર્જતા એ જેવી તેવી નિડરતા નહિ હતી. આજે તો સ્થળે સ્થળે કેળવણીકારો, ધર્મોદ્ધારકો, સંસાર સુધારકો અને પરદુઃખભંજકોના થોકેથોક જોવામાં આવે છે. પાંચ ખૂણામાં પંચાણું ખોટા મળી જઇ ચડસાચડસી કરે છે, પરંતુ જ્યારે લાલાજીએ કેળવણીમાં, આર્યસમાજમાં, સંસાર સુધારામાં અને દુઃખીના દુઃખ નિવારણમાં વીસ વરસની ઉંમરે જંપલાવ્યું, ત્યારે એ ક્ષેત્રો ઉજ્જડ વેરાન જેવાં હતાં. કથીર સોનાનો ઓપ ચઢાવીને બહાર ફરવા નાકળે ત્યારે થોડા વખત માણસો છેતરાઇ જાય છે, પરંતુ લાલાજી સો ટચનું સોનું હતા. પળેપળે પોતાના હૃદયની પરીક્ષા કરતા. દરીયાવ દિલના લાલાજી સમાની ભૂલો તરફ આંખ આડા કાન કરતા, અને પોતાની અણુમાત્ર ત્રુટિઓને પર્વત જેવી બનાવી દેતા.

**એમની મહત્તા**

ઇસવીસન ૧૯૦૭માં લાલાજીનું નામ ઘરગતું બની ગયું. લાલ,

બાલ અને પાલની ત્રિપુટીના જયઘોષોથી ગગન ભેદાઇ જતું. પણ યુવાનોના હૃદય ઉપર લાલાજીએ ખરેખરૂં સામ્રાજ્ય જમાવ્યું. એમની બહાદૂરી, નિખાલસતા અને વાણીની પ્રભુતાથી સૌ કોઇ અંજાઇ જતું. એમની મુખમુદ્રામાં અનેરૂં આકર્ષણ ભરેલું હતું. આંખોમાં અગાધ પ્રેમ હતો. એમના હાસ્યમાં આખું હૈયું ઠલવાતું, અને એમના દરેક બોલની પાછળ પહાડ જેવું અડગ બળ હતું. કેટલીક વ્યક્તિઓજ એવી ઉદાર હોય છે, કે તેમના અનુચર બનવાનું અને તેમની સેવા કરવાનું આપણને મન થાય. એવું લાગે કે એવા મનુષ્યોના જોડા ઉંચકીએ તો આપણું સાર્થક થાય. આપણા પરાધીન દેશમાં-પ્રાંતના હાકેમો અને કેટલાયે લાટેશ્વરો સુધ્ધાં એવી કોટિના પ્રાણીઓ આવે છે કે તેમના કિંમતી ઝભ્ભા, તેમનો દબદબો તેઓનાથી દૂર કરો, તો તેઓના સામાન્ય મનુષ્યત્વ તરફ આપણને હસવું આવે. આજે દેશમાં સ્વતંત્રતાની, સચ્ચાઇની અને અહિંસાની લડાઇ જામેલી છે, ત્યારે અદાલતોમાં હજારો સત્યાગ્રહી વીરો ન્યાયાધીશોની સામે પાંજરામાં ઉભા રહે છે, પરંતુ એ બેમાં કોણ ખરો ગુનેગાર અને કોણ ન્યાયાધીશ એની નોંધ ઇતિહાસમાં લેવાશે. લાલાજી એક એવા મહાન નર હતા, કે કોઇપણ સ્વતંત્ર દેશમાં એ હાકેમોના પણ હાકેમ હોત, અને જે જીંદગી દેશની મુક્તિના જંગમાં ખર્ચાઇ ગઇ તે જીંદગી કેળવણીના, ધર્મના અને લોકોદ્ધારના કંઇ કેટલાં કાર્યોને સફળતાથી પાર ઉતારી ગઇ હોત.

## એમનું જીવન આપણી ગીતા બનવું જોઇએ

૧૯૨૮ના અકટોબર મહિનાની ત્રીસમી તારીખે લાલાજી

ઉપર પોલીસની લાઠી પડી. છાતી ઉપર ગુંદા પડયા. તેસઠ વરસની ઉંમર અને જીવનભરનો રોગી દેહ. અઢાર દિવસમાં લાલાજી હતા ન હતા થઇ ગયા. એમના મૃત્યુની ખબરથી આખા દેશમાં હાહાકાર થઇ રહ્યો. આખી સેનાને એમ લાગ્યું કે સૌથી વડો યોદ્ધો પડયો. પચાસ વરસ સુધી અખંડ ઝુઝનાર યોદ્ધાનો વીર આખા દેશને ધર્મયુધ્ધનો અસાધારણ દાખલો બતાવી, કૃતકૃત્ય થઇ અદૃશ્ય થયો, અને એ વીર આત્માનું પાંજરૂં રાવી નદીને કિનારે રાખ થઇ ગયું. લાલાજીએ સઘળાં મેદાનો ખુંદ્યાં, જ્યાં સહાયની બુમ પડી ત્યાં દોડયા, દેશે દેશમાં હિંદની હાકલ કરી. એટલું ઉદાર, નિસ્વાર્થ અને જ્વલંત એ જીવન હતું કે એમના નામનો જાપ જપતાં અને ગુણોનાં સંભારણાં કરતાં આપણું જીવન પણ ઉન્નત બનતું જાય. એમનું જીવન એ આપણી ગીતા બની જવું જોઇએ. એ જીવનના મુખ્ય બનાવો આપણે ઉતાવળે જોઇ જઇએ.

## જન્મ અને બચપણ

ઇસવીસન ૧૮૬૫ માં પંજાબના લુધીઆણા જીલ્લાનાં જગરાન ગામમાં લાલા લાજપતનો જન્મ થયો. લાલાજીના પિતા લાલા રાધાકીસન સરકારી શાળામાં ઉર્દુના શિક્ષક હતા. જાતે અંગરવાલ વણિક હતા, અને કુટુંબ જો કે ગરીબ છતાં ખાનદાન ગણાતું. માતપિતાના સુંદર ગુણોની અસર બચપણથીજ લાજપતરાય ઉપર ખુબ થયેલી. લાલા રાધાકીસન તે જમાનાની દૃષ્ટિએ બહુ આગળ પડતા વિચાર ધરાવતા. અલીગઢનું વિશ્વ વિદ્યાલય સ્થપાયું તે અગાઉના સર સૈયદ અહમદના રાષ્ટ્રવાદી વિચારોની લાલા રાધાકીસન અને તેના પુત્ર ઉપર ભારે છાપ પડેલી.

લાજપત બાર વરસના થયા, ત્યારે મહર્ષિ દયાનંદના ધર્મોદ્ધાર અને દેશોદ્ધારના વ્યાખ્યાનો સાંભળવાનો પ્રસંગ તેમને પ્રાપ્ત થયો. લાલાજીની માતા સ્વમાન અને ઉંડી લાગણીઓનો ભંડાર હતી. ટુંકી આવકમાં કરકસરી ઘરખટલો ચલાવવાની કળામાં પારંગત હતી. જીવ જતાંયે કોઇની મહેરબાનીની દરકાર નહિ કરતી. લલાજી પોતેજ કહી ગયા છે કે "મારૂં ઘણુંખરૂં અંગત ચારિત્ર્ય મારામાં એની પાસેથીજ ઉતર્યું છે."

**વિદ્યાભ્યાસ, આર્યસમાજ અને દયાનંદ એંગ્લો વેદિક કોલેજ**

લાલા રાધાકીસને પુત્રની કેળવણીમાં પહેલેથીજ કાળજી રાખી. લાહોરની સરકારી કોલેજમાં લાજપતે અભ્યાસ કરેલો. ત્યાં બે વરસ એમને શિષ્યવૃત્તિ મળેલી. વીસ વરસની ઉંમરે વકીલાતની પરીક્ષામાં પાસ થઇ નાના હિસાર શહેરમાં એમણે વકીલનો ધંધો શરૂ કીધો. પણ એજ વખતમાં આખા પંજાબમાં સ્વામી દયાનંદની ચળવળ વાવાઝોડાં માફક ફેલાઇ ગઇ. પંજાબના લોકો પોતાના ધર્મનો અને દેશનો વિચાર કરવા લાગ્યા. જડ કેળવણી અને ખ્રિસ્તી ધર્મના મીશનોનાં ઝેરીલાં પરિણામે પ્રજાધર્મ અને દેશ તરફ બેદરકાર બનતી જતી હતી. એ અવળા જુવાળનાં ચઢતાં પાણીને અટકાવવામાં સ્વામી દયાનંદની ચળવળ સફળ નીવડી. સરખી ઉંમરના ત્રણ જુવાનિયાઓએ એ ચળવળમાં ઝંપલાવ્યું. લાલા હંસરાજ, ગુરૂદત્ત વિદ્યાર્થી અને લાલા લાજપતરાય. પંજાબમાં ઠેરઠેર એ ત્રણ દોડી વળ્યા. ત્રણેનો ઉત્સાહ પારાવાર હતો. ભાષણો કર્યાં, ચર્ચાઓ ગોઠવી, મંડળો બાંધ્યાં, ફંડો ભેગાં કર્યાં અને ત્રણેની અખૂટ કાર્યશક્તિ અને પાણીની રેલ જેવી

પ્રવૃત્તિના બળે ૧૮૮૬ના જૂન મહિનાની પહેલી તારીખે લાહો-રમાં દયાનંદ ઍંગ્લો–વેદિક કૉલેજ સ્થપાઇ. કૉલેજ સ્થાપવાનો હેતુ રાષ્ટ્રીય કેળવણી આપવાનો હતો. અને પ્રાચીન આર્ય–સંસ્કૃતિનો પુનરોદ્ધાર, હિંદી ભાષા અને સાહિત્યનો અભ્યાસ, નવી દુનિયાના સંસર્ગમાં રહેવા માટે અંગ્રેજીનો અભ્યાસ અને ઔદ્યોગિક કેળવણીનો પ્રચાર એવાં એ કેળવણીનાં મુખ્ય અંગો હતાં. આજે તો દયાનંદ ઍંગ્લો–વેદિક કૉલેજ પંજાબની યુનિ-વર્સિટી સાથે જોડાયેલી છે અને એની મહત્તા અને સંખ્યા–બળ સૌથી વિશેષ છે.

## હિસારથી લાહોર

આ તરફ હિસાર શહેરમાં લાલાજીનો વકીલાતનો ધંધો દિનપ્રતિદિન વધવા લાગ્યો. બુદ્ધિ પ્રભાવથી અને વાણીની છટાથી સૌ કોઇને એ આંજી નાખતા. હિસારનું નાનકડું શહેર પોતાની અનેકવિધ પ્રવૃત્તિને બહુ સંકોચત જણાતાં. લાલાજી ૧૮૯૨ માં પંજાબના પાટનગર લાહોરમાં જઇ વસ્યા. લાલા-જીના સતત પ્રયાસને લીધે આર્યસમાજે આખા પંજાબમાં ઘર કીધું. આજે પણ આર્યસમાજ એજ પ્રાંતમાં સૌથી જીવતી જાગતી પડી છે.

## સરદારીની તૈયારી

સને ૧૮૮૮ માં એટલે માત્ર તેવીસ વરસની ઉંમરે લાલાજીએ રાજદ્વારી ક્ષેત્રમાં પણ ઝોકાવ્યું. અલીગઢ યુની-વર્સિટીના સ્થાપનાર સર સૈયદ અહમદને સરકારે સરના ખીતાબથી નવાજ્યા પછી સર સૈયદના રાજદ્વારી વિચારો મોળા પડી ગયા. તેના ઉપર લાલાજીએ નિડરતાથી અને સચોટ દાખલા

દલીલોથી ભરપુર કેટલાક ખુલ્લા પત્રો લખ્યા. કોંગ્રેસમાં પણ એજ વખતથી લાલાજીએ ભાગ લેવા માંડ્યો. એમના ઉદાર હૃદયને પંજાબનો પ્રાંત નાનો જણાયો. આખા દેશના છુટકારાની ધગશ એમને હૈડે લાગી. ઇટલીના તારણહાર મેઝિની અને ગેરીબૉલ્ડીના જીવનનો અભ્યાસ કરી તેઓના જીવનવૃત્તાંત એમણે ઉર્દુમાં લખ્યાં. ગોબ્રાહ્મણ પ્રતિપાળ અને હિંદુપતના તારણહાર શિવાજીની જીવનકથા પણ એમણે લખી. ચક્રવર્તી અશોક, યોગીઓના યોગી શ્રીકૃષ્ણ અને ધર્મધુરંધર દયાનંદ સરસ્વતીનાં જીવન પણ એમણે આલેખ્યાં. આ રીતે સ્વતંત્રતાના સંગ્રામના સૈનિક અને નેતા તરીકેની તૈયારી એમણે કરી લીધી. પરાધીન દેશોના છુટકારાનો ઇતિહાસ અને મહાન પુરૂષોની કારકીર્દિના મનનથી એમની સ્વતંત્રતાની ભૂખ વધી. દેશને માટે એમણે કેસરીયાં ધર્યાં જે કેસરીયાં એમનું શરીર મરણ પછી બળીને ભસ્મ થયું ત્યારેજ ઉતર્યાં.

## દીનબંધુ લાલાજી

એવામાં ૧૮૯૭ માં દુકાળ પડ્યો. ત્યારે આર્યસમાજના આશરા હેઠળ દીનબંધુ લાલાજીએ અનાથ બાળકોને મદદ કરવાની ચળવળ ઉપાડી લીધી. વળી ૧૮૯૯ ના દુકાળ વખતે પણ લાલાજી મદદે ધયા અને રજપુતાના, મધ્ય પ્રાંતો અને પૂર્વ બંગાળામાં બે હજાર કરતાં વધારે બાળકોને રક્ષણ મળ્યું. ભૂખમરાને લીધે હજારો નિરાધાર બાળકો ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરતાં હતાં તેનો આથી અટકાવ થયો. ૧૯૦૧ માં જ્યારે દુકાળને લગતું સરકારી કમીશન બેઠું તે વખતે લાલાજીએ કિંમતી જુબાની આપી. ૧૯૦૫ ના કાંગડા જીલ્લાના ધરતીકંપ

વખતે પણ લાલાજીએ અમૂલ્ય સહાય કરી. આ બધાં વરસોમાં કોંગ્રેસના કાર્યમાં પણ લાલાજીનો ફાળો મોટો હતો. તે વખતના કોંગ્રેસના ઠરાવોમાં સરકારને કાલાવાલા અને આજીજી થતી. પરંતુ ૧૯૦૫ ની કાશીની મહાસભામાં લાલાજીએ પંજાબમાં ચાલી રહેલી દમનનીતિની બળતા અંગારા જેવા શબ્દોથી ઝાટકણી કાઢી. તે વખતથી લાલાજી સરકારને કાંટા જેવા ખૂંચવા લાગ્યા. પોતાના રાજકરણના ઉંડા અભ્યાસથી, વકતૃત્વથી, નિખાલસતાથી અને નિર્ભયતાથી લાલાજીએ પ્રજાનું મન એવું હરી લીધું હતું કે ૧૯૦૫ માં જ્યારે પરદેશમાં અને ખાસ કરીને વિલાયતમાં કોંગ્રેસ તરફથી પ્રચાર કાર્ય કરવાનું ઠરાવવામાં આવ્યું ત્યારે તેને માટે એકમતે ગોપાળ કૃષ્ણ ગોખલે અને લાલાજીની પસંદગી થઇ અને લાલાજી યુરોપ જવા નીકળ્યા.

**વિલાયતમાં**

લાલાજીની ગર્જના વિલાયતના લોકોએ સાંભળી. એક પ્રજા બીજી પ્રજા ઉપર રાજ્ય કરે એમાં નીતિનો કોઇ સિદ્ધાંત જળવાતો નથી.. એક પ્રજા બીજી પ્રજા ઉપરનું સામ્રાજ્ય નીતિને રસ્તે મેળવી શકેજ નહિ અને નીતિને રસ્તે જાળવી પણ નહિ શકે. કોઇ પણ પ્રજા-પછી તે ગમે તેટલી ચઢીયાતી કે બળવાન કેમ ન હોય તે બીજી પ્રજા પછી ભલે તે ગમે તેટલી પાછળ કેમ ન હોય છતાં પણ તેના ઉપર અમલ કરવાને લાયક નથી. ટ્રસ્ટી હોવાનો દાવો કરવો એ તો જુઠાણું અને ઢોંગ છે. એક ઉપર બીજી પ્રજાની સત્તા ધર્મને રસ્તે સ્થાપી શકાતીજ નથી. બળ, પ્રપંચ અને લૂટફાટથી એવી સત્તા જામે છે અને તે બળ અને પ્રપંચથીજ થોડો કાળ ટકી શકે છે

ઘણું સામ્રાજ્યો એવી રીતે સ્થપાયેલાં અને તે જમીનદોસ્ત થયાં. બેબીલોન, ગ્રાસ અને રોમના સામ્રાજ્ય જુલમથી જન્મ્યાં અને જુલમથી તેઓનો નાશ થયો. પરંતુ સામ્રાજ્યવાદીઓ ઇતિહાસને હંમેશાં ઠોકર મારે છે. વળી એક પ્રજા બીજી પાસે વફાદારીની માગણી કરે એના જેવો દંભ તો ધર્મના ઇતિહાસમાં પણ જોવામાં નહિ આવે. ઝાંઝવાના જળ કરતાં પણ એ વસ્તુ વધારે અશક્ય છે. લાલાજીનાજ શબ્દોમાં કહીએ તો પારકી સરકાર તરફ વફાદારી અને પોતાના દેશ પ્રત્યેનો પ્રેમ જેનું ખરૂં નામ સ્વદેશાભિમાન છે એ બેની વચ્ચે મેળ હોઇ શકે નહિં. પરદેશી અમલ પ્રત્યેની પ્રીતિ સ્વદેશપ્રેમ કેવી રીતે હોઇ શકે! આવી માગણીથી જીતાયલી પ્રજાને માત્ર પોતાની પરવશ અને નિરાધાર સ્થિતિનું વધારે ઉંડું ભાન થાય છે. અને દુનિયાના દેશોમાં પોતાના દેશની શૂન્યતા એને શલ્ય સમાન સાલે છે. આવી વફાદારીની માગણીનો હેતુ માત્ર એકજ હોય છે, કે દેશાભિમાન શબ્દનું ગૌરવ ગુલામીને લગાડવું, કે જેથી જુલમ ગુજારનાર અને જુલમ ખમનાર બંનેને પોતાનું હૃદય ડંખે નહિ અને પરવશ પ્રજામાં પણ જે સ્વમાની મનુષ્યો હોય તેઓ એથી ભુલભુલામણીમાં પડે. સ્વમાની પુરૂષ સામાનું માન મેળવે છે. અને લાલાજીએ વિલાયતનાં પોતાનાં નિડર ભાષણોથી ત્યાંના પ્રમાણિક માણસોનાં આદર અને સન્માન મેળવ્યાં અને સ્વાર્થીઓનો દ્વેષ વ્હોરી લીધો. ખાસ કરીને ત્યાંના મજુર પક્ષ અને સામ્યવાદીઓ ઉપર લાલાજીએ ઉંડી છાપ પાડી.

## યુરોપીય પ્રજાઓની વિશિષ્ટતા

વળી યુરોપના પ્રવાસથી લાલાજીને શીખવાનું ખૂબ મળ્યું.

તેઓ દુશ્મનના પણ ગુણગ્રાહી હતા. અંગ્રેજ પ્રજાના ઘણાયે સદ્‌ગુણો પર લાલાજી મોહી પડતા અને તેઓની પાસેથી આપણે ઘણું શીખવાનું છે તે કબુલ કરતા. આખા યુરોપ ખંડના લોકો પોતાના રાજકીય અને સામાજિક હકોનું જીવસટોસટ પાલન કરતા આવ્યા છે. પોતાના હકો ઉપરનો કોઇપણ ઘસારો તેઓ મુંગે મોઢે સહન કરતા નથી. પશ્ચિમની સંસ્કૃતિના ગાનનો મુખ્ય સૂર આ પ્રજાતંત્રનો સિદ્ધાન્ત છે. તેજ વખતે લાલાજી અમેરિકા પણ ગયા અને ત્યાંના અનેક મોટાં નનાં વિદ્યાલયો વિષે માહીતિ મેળવી અને ત્યાંથી વિલાયતને રસ્તે પાછા ફર્યા.

## ઇસવીસન ૧૯૦૭ અને સ્વદેશી

હિંદની મુક્તિની લડાઇમાં ૧૯૦૭નું વરસ ઘણું અગત્યનું છે. તે વરસે આખા દેશ ઉપર સ્વતંત્રતા અને સ્વદેશીનો જુવાળ આવ્યો. બંગભંગને લીધે આખું બંગાળા ખળભળી ઉઠ્યું. પંજાબમાં મહેસુલના વધારાને લીધે આખી લાટ પ્રજા ઉશ્કેરાયલી હતી. ભરતખંડમાં ઉત્સાહનાં પૂર આવ્યાં. વંદેમાતરમ્‌ના જયનાદો થવા લાગ્યા. સરકારના કારભારીઓમાં પણ ખળભળાટ મચી રહી. સુરતમાં કોંગ્રેસ ભરાી અને નેતાઓમાં ફાટફૂટ પડી. વિનીત અને ઉદ્દામ એવા પક્ષ પડ્યા. લાલાજી જેવો યોદ્ધો લશ્કરને મોખરેજ હોય. વિલાયતી કાપડના બોયકાટની ચળવળે પણ જોર પકડ્યું. લાલાજી કહેતા કે સ્વદેશીની બરાબર યોજના કરવામાં આવે તો સ્વદેશી અને બોયકોટમાં કશો તફાવત નથી. સ્વદેશી એટલે સ્વદેશાભિમાન, દેશના દુઃખના નિવારણનો ઉપાય કાયમી સ્વદેશી છે. પ્રજાની

મુક્તિ એમાં રહેલી છે. સ્વદેશીથી આપણામાં સ્વમાન, આત્મનિષ્ઠા, આત્મભોગ, હિંમત અને દ્રઢતા આવશે. ધર્મ કે ન્યાત–જાતના ભેદભાવ વગર સ્વદેશીથી આપણે આપણી મુડી, આપણાં સાધનો, મજુરી, કાર્યશક્તિ અને બુદ્ધિબળ આખા દેશનાં ભલાંને માટે વાપરી શકીએ. એનાથી આપણો કુસંપ ઘટશે, એકદિલી વધશે.

## કાળાં પાણી

સરકારથી આ બધું સહન ન થઇ શક્યું, બળ ઉપર ઝઝુમતું સામ્રાજ્ય સત્યને જીરવી શકતું નથી. એંગ્લો–ઇન્ડિયન છાપાંઓ હંમેશની રીત પ્રમાણે પોકારવા લાગ્યાં કે લ લા લાજપત એક બળવાખોર છે. એની પાસે છુપું બંડખોરોનું લશ્કર હોવું જોઇએ. અને ગમે તે પળે તે સરકાર ઉપર તુટી પડશે લોકોની સલામતી ભયમાં આવી પડશે. સેતાનને જ્યારે જરૂર પડે ત્યારે ધર્મપુસ્તકનો આધાર લે છે. પ્રજાની સુખાકારી માટે લાલા જેવા બંડખોરને દાબી દેવો જોઇએ. ભલભલા અંગ્રેજી તત્ત્વવેત્તાઓ પણ પરદેશની બાબતમાં કે હિંદની બાબતમાં અંધળા થઇ જાય છે. તે વખતના હિંદી પ્રધાન લોર્ડ મેર્લીને લાલાજીનાં ભાષણો અસલ્ય ટાયલાં લાગ્યાં. સરકાર પણ આંધળી થઇ રસ્તો ખોઈ બેઠી. લાલાજીને એકાએક પકડવામાં આવ્યા. તેમને કાળાપાણીનો હુકમ દેખાડ ામાં આવ્યો. ખુનામરકીથી આ સરકાર ઉખેડાશે એવું લાલાજીએ કદી માન્યું નથા. એવા મુરખા એ નહોતા. પ્રજાના સંપમાં, પ્રજાની સ્વતંત્રતાની ભૂખમાં, બેઠા બળવામાં એ માનનાર હત. છતાં આવા અહિંસક લાલાજીને પકડયા ત્યારે પંજાબની સરકારે પાયદળ અને ઘોડેસ્વાર સૈન્ય અને તોપખાનું તૈયાર રાખ્યું હતું. એકંદરે અંગ્રેજો બળનેજ પૂજે છે. અને તેથી એ જ્યાં ત્યાં ખુનામરકીનાજ બાઉ જુએ છે.

## અજેય આત્મા

માંડલેના કારાગૃહમાં લાલાજીને છ મહિના પૂરી રાખ્યા. એકાંતથી, માનહાનિથી, જેલરના તોછડા શબ્દોથી, ખરાબ ખોરાકથી લાલાજી જેવા ધૈર્યના સાગરની ધીરજ ખૂટશે અગર એનો આત્મા ચગદાઇ જશે એવું જે સરકાર માને છે તેના ઇતિહાસના જ્ઞાનને માટે શું કહેવું ! જંજીરોથી આત્મા બંધાતો નથી. કારાગૃહમાં તો તે ઉલટો વધારે મગરૂર બને છે. સ્વતંત્રતાના યજ્ઞમાં જ્યાં પ્રાણની આહૂતિ અપાય છે ત્યાં એવી આહુતિથી આખી પ્રજામાં નવજીવનનો સંચાર થાય છે. અને કેદખાનાઓ મંદિરો બની જાય છે. અને ત્યાં સ્હેવાં પડતાં દુ:ખો, અન્યાય અને જુલમ સામે પ્રભુ પાસે ઇન્સાફ માટે પોકાર કરે છે. રાંકડી પ્રજાનું બળ તોપોના બળ કરતાં જુદી જાતનું હોય છે. એ બળ આત્મશ્રદ્ધાનું અને આત્મભોગનું છે. ૧૮૧૮ના ત્રીજા કાયદાની રૂએ લાલાજીને દેશપાર કીધા. એ કાળા કાયદાએ ભલભલા વીરોને પોતાના ખપ્પરમાં લઇ લીધા છે. આ દેશમાં રાજ કરતી પ્રજાની સ્વેચ્છા એટલે કાયદો. માંડલેથી છૂટયા પછી પણ લાલાજીની પ્રવૃત્તિ ચાલુ રહી. એ હંમેશા આશાવાદી હતા. શબ્દોમાં નહિ પણ કાર્યોમાંજ એ માનનારા હતા. લાલાજી ભંજનાત્મક ટીકાકાર ન્હોતા. વ્યવહારમાં મૂકી શકાય એવીજ વાતો એ કરતા. હિંદના દાદાએ ૧૯૦૬ની કલકત્તાની કોંગ્રેસમાં નક્કી કરેલું સ્વરાજનું ધ્યેય તેજ લાલાજીનું ધ્યેય હતું. એ ધ્યેય પ્રજાના આત્મભોગથીજ સધાય એવું છે. ભીખારીને નાખેલા ટુકડા જેવી સરકારની નાની બક્ષાસોથી એ નહિ સધાય. તેમજ ગમે તેવાં દબાણથી લોકોનો જાગૃત થયેલો જુસ્સો નહિ કચરાય. લાલાજી કહેતા કે “મારો ધર્મ મને આશા અને શ્રદ્ધા શીખવે છે; હું તો પ્રયત્નમાંજ માનું છું–ધાર્મિક, મજબુત અને નિર્ભય પ્રયત્નમાંજ માનું છું.” વળી એમ પણ

કહેતા કે હિંદુ મુસલમાન અને પારસી પશ્ચિમના આચાર વિચારથી અંજાઇ જઇ રખેને પોતાનાં રાષ્ટ્રીય લક્ષણો અને દેશાચારને ભુલી જાય. આપણે કદિ પણ નહિ વિસરવું જોઇએ કે આપણે કંઇ ગઇ કાલની પ્રજા નથી. આપણો ભૂતકાળનો ઇતિહાસ જુનો અને જ્વલંત છે.

**અમેરિકા, જલીયાંવાલા બાગ અને પાછા હિંદ**

દુનિયાના આગળ વધેલા દેશોની અનેક જાતની શિક્ષણ પદ્ધતિઓનો અભ્યાસ કરવા લાલાજી જાપાન અમેરિકાની મુસાફરીએ નીકળ્યા અને ટૂંક વખતમાં મહાન વિગ્રહ ફાટી નીકળ્યો. પણ ઇંગ્લાંડની મુશ્કેલીની વખતે લાલાજી તેની કફોડી સ્થિતિનો લાભ લેવાની વિરૂદ્ધ હતા. યુરોપના રણમેદાને હિંદી સૈનિકોને મોકલવાના લોર્ડ હાર્ડિંગના નિશ્ચયને લાલાજીએ વધાવી લીધો. આમ છતાં પણ નગુણી બ્રીટીશ સરકાર લાલાજીના સ્વતંત્ર સ્વભાવથી ગભરાટમાંજ રહી, અને લડાઇ દરમ્યાન તેમને સ્વદેશ આવવાં દીધા નહિ. અમેરિકામાં લાલાજી પાસે પૈસા નહોતા, હાથે રાંધતા, કપડાં ધોતા, ઝાડું કાઢતા. અને છતાં હિંદના સ્વરાજની સતત ઝુંબેશ ચાલુ રાખતા. લેખો લખતા, ભાષણો કરતા, ચોપડીઓ છપાવતા, સભાઓ મેળવતા, અને એ રીતે પ્રચાર કામ કરતા. 'તરૂણ હિંદ' નામનું પુસ્તક પણ ત્યાંજ લખેલું. 'ઇંગ્લાંડનું હિંદ પ્રત્યેનું કરજ' નામનું બીજું પુસ્તક લખ્યું. 'હિંદ, એક કબ્રસ્તાન' નામની પત્રિકા લખી તેની લાખ ઉપર નકલ મફત વહેંચાવી. જલીયાંવાલા બાગની કત્લના સમાચાર લાલાજીને અમેરિકામાં મળ્યા ત્યારે એમના હૃદયને ભારે જખ્મ થયો. અને એ સ્વદેશ આવવા તલપાપડ થયા. છેવટે ૧૯૨૦ના ફેબ્રુઆરીની ૨૦મી તારીખે મુંબઇ ઉતર્યા. કિનારે ઉતરતાંજ એમની સિંહ સમી ગર્જના શરૂ થઇ. ઓડવાયર અને ડાયરના જુલ્મોની કહાણી સાંભળી એમનું હૈયું અંગારના આંસુથી રડયું. એ પૂછવા લાગ્યા કે જે અધિકારીઓએ પંજા-

બમાં કાળો કેર વતાવ્યો તેની સાથે સહકાર કેવી રીતે થઇ શકે! એમનાજ શબ્દોમાં કહીએ તો "જે અમલદારોએ મારા દેશ બંધુઓને ફટકા લગાવ્યા છે, નાકલીટીઓ ખેંચાવી છે, અપમાન્યા છે તેમની સાથે મહોબત કેળવવા હું હરગીજ તૈયાર નથી." ખિલાફત ચળવળની તૈયારી ચાલતી હતી. ગાંધીજી અસહકારની તૈયારી કરતા હતા. લાલાજી પણ એ યુધ્ધમાં સરદાર બન્યા. ૧૯૨૦ના સપ્ટેમ્બરમાં કલકત્તાની ખાસ મળેલી કોંગ્રેસમાં લાલાજી પ્રમુખ હતા. તે સ્થાનેથી બ્રીટીશ સામ્રાજયના અમાનુષી કારોબારનું તહોમતનામું એમણે જગત સમક્ષ જાહેર કર્યું.

## ઘડપણમાં પણ યોધ્ધાનું બખ્તર ન ઉતર્યું

ત્યાર પછીનો ઇતિહાસ જાણીતો છે. ૧૯૨૦ની નાગપુરની [illegible]સમાં અસહકારનો ઠરાવ પસાર થયો. પંજાબનું કાર્ય લાલા-[illegible]એ ઉપાડી લીધું. જેલો અસહકારીઓથી ભરાઇ ગઇ. ચૌરી-ચોરાથી અસહકાર પાછો ખેંચાયો. પછી ગાંધીજી પરહેજ થયા અને જેલ ગયા. સ્વરાજ પક્ષ સ્થપાયો. દેશબંધુ દાસ તેના નેતા થયા. દાસ, લાલાજી, પંડિત મોતીલાલ ધારાસભાઓમાં ગયા. લાલાજીના ધારાસભાનાં ભાષણો હૈયામાં સોસરાં ઉતરી જાય છે. દેશબંધુ દાસનું અવસાન થયું. પંડિત મોતીલાલના કેટલાક દાવપેચ લાલાજીને ન રૂચ્યા. માલવીયાજી સાથે મળી હિંદુ મહાસભા સ્થાપી. ધારાસભામાં પણ રીસ્પોન્સીવીસ્ટ પક્ષ સ્થપાયો. ૧૯૨૬ની ચુંટણીમાં લાલાજી પંડિત મોતીલાલની વિરૂધ્ધ ઉભા રહ્યા. છતાં લાલાજી એટલા ઉદાર મનના હતા કે જ્યારે ૧૯૨૮માં નહેરૂ રિપોર્ટ બહાર પડયો ત્યારે તુરતજ તેમને અભિનંદન આપ્યું અને તેમની સેવામાં હાજર થયા. તેસઠ વરસની ઉમ્મરે સુધ્ધાં સંગ્રામ ખેડતાં ખેડતાં મરવાની પોતાની ઇચ્છા જાહેર કરી.

## વીર મૃત્યુ

લાલાજીના વીર મૃત્યુની કથા જગજાહેર છે. સાં સપ્તકને કાળા વાવટાઓથી સત્કારવા ૧૯૨૮ના અક્ટો ત્રીસમી તારીખે લાહોરમાં હજારોની મેદની સ્ટેશન નજીક હતી. તેસઠ વરસના બિમાર લાલાજી સૌથી આગળ પોલીસો લાઠીઓ સાથે તૈયારજ હતા. લોકો તોફાન કરવા ન મળ્યા. 'સાયમન પાછા જાઓ' અથવા 'વંદેમાતરમ્'ના પોકારો કરતા હતા. પણ એટલથી શહેનશાહતનો પાયો અ દારોને કકડતો લાગ્યો. અને બહાદૂર પોલીસો બાનહથ ટોળાં પર તુટી પડ્યા. એક અંગ્રેજ અધિકારીએ લાલાજી પ્રહારો કર્યા. જ્યારે તેની પાસે લાલાજીએ તેનું નામ મ ત્યારે તે નામર્દ અંગ્રેજ નિરૂત્તર રહ્યો. લાલાજીના ફેફસાં ળાંજ હતાં. આ પ્રહારોથી તે નબળાઇ એકદમ વધી. ચ દિવસમાં આ વીરોનો વીર હતો ન હતો થઇ ગયો.

## એકજ ધ્યેય-સ્વતંત્રતા

લાઠીઓ ઉછળી તેજ દિવસે સાંજે ગંજાવર સભા સ બોલતાં લાલાજીએ કહ્યું કે તે દહાડે તેમના ઉપર જે માર પ હતો તે અંગ્રેજી સામ્રાજ્યનો કાળ નજીક હોવાની નિશાની છે. સરકારનાં આવાં કાળાં કૃત્યોથી જો દેશમાં ખુનામરકી તો તેની જવાબદારી સરકારને શીરજ રહે છે. પ્રહારથી લ જીની છાતીમાં સોજો આવી ગયો હતો. સત્તરમી નવે લાલાજીએ સોડ તાણી, અનંત નિદ્રામાં પોઢી ગયા. સ્વમા અને સ્વતંત્રતા માટે જીંદગીભરનાં કેસરીયાં મરણમાંજ છૂટય મેદાનમાં સામી છાતીએ ઘા ઝીલતાં એ મુઆ અને એ આનાથી બહેતર બીજું કયું મૃત્યુ મળ્યું હોત! એમનું મુ ધ્યેય એકજ હતું. જે ધ્યેય પાર કરવાની અનંત પ્રેરણા પોતાના દેશજનોને આપી ગયા છે. અને તે ધ્યેય સ્વતંત્રતા-કેવળ સ્વતંત્રતા-નિર્મળ સ્વતંત્રતા.